અવિશુદ્ધ ભાવે દોષ છેંતાળીસ સહ ગ્રહી અશનને,
તિર્યંચગતિ મધ્યે તું પામ્યો દુઃખ બહુ પરવશપણે. ૧૦૧.

તું વિચાર રે!—તેં દુઃખ તીવ્ર લહ્યાં અનાદિ કાળથી,
કરી અશન-પાન સચિત્તનાં અજ્ઞાન-ગૃદ્ધિ-દર્પથી[1]. ૧૦૨.

કંઈ કંદ-મૂલો, પત્ર-પુષ્પો, બીજ આદિ સચિત્તને
તું માન-મદથી ખાઈને ભટક્યો અનંત ભવાર્ણવે. ૧૦૩.

રે! વિનય પાંચ પ્રકારનો તું પાળ મન-વચ-તન વડે;
નર હોય જે અવિનીત તે પામે ન સુવિહિત મુક્તિને. ૧૦૪.

તું હે મહાયશ! ભક્તિરાગ વડે સ્વશક્તિપ્રમાણમાં
જિનભક્તિરત [2]દશભેદ વૈયાવૃત્યને આચર સદા. ૧૦૫.

તેં અશુભ ભાવે મન-વચન-તનથી કર્યો કંઈ દોષ જે,
કર ગર્હણા ગુરુની સમીપે ગર્વ-માયા છોડીને. ૧૦૬.

દુર્જન તણી નિષ્ઠુર-કટુક વચનોરૂપી થપ્પડ સહે
સત્પુરુષ નિર્મમભાવયુત-મુનિ [3]કર્મમળક્ષયહેતુએ. ૧૦૭.

મુનિપ્રવર [4]પરિમંડિત ક્ષમાથી પાપ નિઃશેષે દહે,
નર-અમર-વિદ્યાધર તણા સ્તુતિપાત્ર છે નિશ્ચિતપણે. ૧૦૮.

તેથી ક્ષમાગુણધર! ક્ષમા કર જીવ સૌને [5]ત્રણવિધે;
ઉત્તમક્ષમાજળ સીંચ તું ચિરકાળના ક્રોધાગ્નિને. ૧૦૯.

સુવિશુદ્ધદર્શનધરપણે [1]વરબોધિ કેરા હેતુએ
ચિંતવ તું દીક્ષાકાળ-આદિક, જાણી સાર-અસારને. ૧૧૦.

કરી પ્રાપ્ત [2]આંતરલિંગશુદ્ધિ સેવ ચઉવિધ લિંગને;
છે બાહ્યલિંગ અકાર્ય ભાવવિહીનને નિશ્ચિતપણે. ૧૧૧.

આહાર-ભય-પરિગ્રહ-મિથુનસંજ્ઞા થકી મોહિતપણે
તું પરવશે ભટક્યો અનાદિ કાળથી [3]ભવકાનને. ૧૧૨.

[4]તરુમૂલ, આતાપન, [5]બહિઃશયનાદિ ઉત્તરગુણને
તું શુદ્ધ ભાવે પાળ, પૂજાલાભથી નિઃસ્પૃહપણે. ૧૧૩.

તું ભાવ પ્રથમ, દ્વિતીય, ત્રીજા; [6]તુર્ય, પંચમ તત્ત્વને,
[7]આદ્યંતરહિત [8]ત્રિવર્ગહર જીવને, [9]ત્રિકરણવિશુદ્ધિએ. ૧૧૪.

ભાવે ન જ્યાં લગી તત્ત્વ, જ્યાં લગી [10]ચિંતનીય ન ચિંતવે,
જીવ ત્યાં લગી પામે નહીં [11]જર-મરણવર્જિત સ્થાનને. ૧૧૫.

રે! પાપ સઘળું, પુણ્ય સઘળું, થાય છે પરિણામથી;
પરિણામથી છે બંધ તેમ જ મોક્ષ જિનશાસન મહીં. ૧૧૬.

---

૧. વરબોધિ કેરા હેતુએ = ઉત્તમબોધિનિમિત્તે; ઉત્તમ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર અર્થે.

૨. આંતર = અભ્યંતર. ૩. ભવકાનને = સંસારરૂપી વનમાં.

૪. તરુમૂલ = વર્ષાકાળે વૃક્ષ નીચે સ્થિતિ કરવી તે.

૫. બહિઃશયન = શીતકાળે બહાર સૂવું તે.

૬. તુર્ય = ચતુર્થ. ૭. આદ્યંતરહિત = અનાદિ-અનંત.

૮. ત્રિવર્ગહર = ધર્મ-અર્થ-કામનો નાશ કરનાર અર્થાત્ અપવર્ગને-મોક્ષને-ઉત્પન્ન કરનાર.

૯. ત્રિકરણવિશુદ્ધિએ = ત્રણ કરણની શુદ્ધિપૂર્વક; શુદ્ધ મન-વચન-કાયાથી.

૧૦. ચિંતનીય = ચિંતવવાયોગ્ય. ૧૧ જર = જરા.

અવિશુદ્ધ ભાવે દોષ છેંતાળીસ સહ ગ્રહી અશનને,
તિર્યંચગતિ મધ્યે તું પામ્યો દુઃખ બહુ પરવશપણે. ૧૦૧.

તું વિચાર રે!—તેં દુઃખ તીવ્ર લહ્યાં અનાદિ કાળથી,
કરી અશન-પાન સચિત્તનાં અજ્ઞાન-ગૃદ્ધિ-દર્પથી[1]. ૧૦૨.

કંઈ કંદ-મૂલો, પત્ર-પુષ્પો, બીજ આદિ સચિત્તને
તું માન-મદથી ખાઈને ભટકયો અનંત ભવાર્ણવે. ૧૦૩.

રે! વિનય પાંચ પ્રકારનો તું પાળ મન-વચ-તન વડે;
નર હોય જે અવિનીત તે પામે ન સુવિહિત મુક્તિને. ૧૦૪.

તું હે મહાયશ! ભક્તિરાગ વડે સ્વશક્તિપ્રમાણમાં
જિનભક્તિરત [2]દશભેદ વૈયાવૃત્યને આચર સદા. ૧૦૫.

તેં અશુભ ભાવે મન-વચન-તનથી કર્યો કંઈ દોષ જે,
કર ગર્હણા ગુરુની સમીપે ગર્વ-માયા છોડીને. ૧૦૬.

દુર્જન તણી નિષ્ઠુર-કટુક વચનોરૂપી થપ્પડ સહે
સત્પુરુષ નિર્મમભાવયુત-મુનિ [3]કર્મમળક્ષયહેતુએ. ૧૦૭.

મુનિપ્રવર [4]પરિમંડિત ક્ષમાથી પાપ નિઃશેષે દહે,
નર-અમર-વિદ્યાધર તણા સ્તુતિપાત્ર છે નિશ્ચિતપણે. ૧૦૮.

તેથી ક્ષમાગુણધર! ક્ષમા કર જીવ સૌને [5]ત્રણવિધે;
ઉત્તમક્ષમાજળ સીંચ તું ચિરકાળના ક્રોધાગ્નિને. ૧૦૯.

સુવિશુદ્ધદર્શનધરપણે [1]વરબોધિ કેરા હેતુએ
ચિંતવ તું દીક્ષાકાળ–આદિક, જાણી સાર-અસારને. ૧૧૦.

કરી પ્રાપ્ત [2]આંતરલિંગશુદ્ધિ સેવ ચઉવિધ લિંગને;
છે બાહ્યલિંગ અકાર્ય ભાવવિહીનને નિશ્ચિતપણે. ૧૧૧.

આહાર-ભય-પરિગ્રહ-મિથુનસંજ્ઞા થકી મોહિતપણે
તું પરવશે ભટક્યો અનાદિ કાળથી [3]ભવકાનને. ૧૧૨.

[4]તરુમૂલ, આતાપન, [5]બહિઃશયનાદિ ઉત્તરગુણને
તું શુદ્ધ ભાવે પાળ, પૂજાલાભથી નિઃસ્પૃહપણે. ૧૧૩.

તું ભાવ પ્રથમ, દ્વિતીય, ત્રીજા, [6]તુર્ય, પંચમ તત્ત્વને,
[7]આદ્યંતરહિત [8]ત્રિવર્ગહર જીવને, [9]ત્રિકરણવિશુદ્ધિએ. ૧૧૪.

ભાવે ન જ્યાં લગી તત્ત્વ, જ્યાં લગી [10]ચિંતનીય ન ચિંતવે,
જીવ ત્યાં લગી પામે નહીં [11]જર-મરણવર્જિત સ્થાનને. ૧૧૫.

રે! પાપ સઘળું, પુણ્ય સઘળું, થાય છે પરિણામથી;
પરિણામથી છે બંધ તેમ જ મોક્ષ જિનશાસન મહીં. ૧૧૬.

---

૧. વરબોધિ કેરા હેતુએ = ઉત્તમબોધિનિમિત્તે; ઉત્તમ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર અર્થે.

૨. આંતર = અભ્યંતર. ૩. ભવકાનને = સંસારરૂપી વનમાં.

૪. તરુમૂલ = વર્ષાકાળે વૃક્ષ નીચે સ્થિતિ કરવી તે.

૫. બહિઃશયન = શીતકાળે બહાર સૂવું તે.

૬. તુર્ય = ચતુર્થ. ૭. આદ્યંતરહિત = અનાદિ-અનંત.

૮. ત્રિવર્ગહર = ધર્મ-અર્થ-કામનો નાશ કરનાર અર્થાત્ અપવર્ગને–મોક્ષને–ઉત્પન્ન કરનાર.

૯. ત્રિકરણવિશુદ્ધિએ = ત્રણ કરણની શુદ્ધિપૂર્વક; શુદ્ધ મન-વચન-કાયાથી.

૧૦. ચિંતનીય = ચિંતવવાયોગ્ય. ૧૧ જર = જરા.

[1]મિથ્યા-કષાય-અવિરતિ-યોગ [2]અશુભલેશ્યાન્વિત વડે
જિનવચપરાઙ્મુખ આતમા બાંધે અશુભરૂપ કર્મને. ૧૧૭.

વિપરીત તેથી ભાવશુદ્ધિપ્રાપ્ત બાંધે શુભને;
–એ રીત બાંધે અશુભ-શુભ; સંક્ષેપથી જ કહેલ છે. ૧૧૮.

[3]વેષ્ટિત છું હું જ્ઞાનાવરણકર્માદિ કર્માષ્ટક વડે;
બાળી, હું પ્રગટાવું [4]અમિતજ્ઞાનાદિગુણચેતન હવે. ૧૧૯.

ચોરાશી લાખ ગુણો, અઢાર હજાર ભેદો શીલના,
–સઘળુંય પ્રતિદિન ભાવ; બહુ પ્રલપન [5]નિરર્થથી શું ભલા? ૧૨૦.

ધ્યા ધર્મ્ય તેમ જ શુક્લને, તજી આર્ત તેમ જ રૌદ્રને;
ચિરકાળ ધ્યાયાં આર્ત તેમ જ રૌદ્ર ધ્યાનો આ જીવે. ૧૨૧.

દ્રવ્યે શ્રમણ ઇન્દ્રિયસુખાકુલ હોઈને છેદે નહીં;
ભવવૃક્ષ છેદે ભાવશ્રમણો ધ્યાનરૂપ [6]કુઠારથી. ૧૨૨.

જ્યમ [7]ગર્ભગૃહમાં પવનની બાધા રહિત દીપક બળે,
તે રીત [8]રાગાનિલવિવર્જિત ધ્યાનદીપક પણ જળે. ૧૨૩.

ધ્યા પંચ ગુરુને, શરણ-મંગલ-લોકઉત્તમ જેહ છે,
આરાધનાનાયક, [9]અમર-નર-ખચરપૂજિત, વીર છે. ૧૨૪.

જ્ઞાનાત્મ નિર્મળ નીર શીતળ પ્રાપ્ત કરીને, [1]ભાવથી
[2]ભવિ થાય છે [3]જર-મરણ-વ્યાધિદાહવર્જિત, [4]શિવમયી. ૧૨૫.

જ્યમ બીજ હોતાં દગ્ધ, અંકુર ભૂતળે ઊગે નહીં,
ત્યમ કર્મબીજ બળ્યે ભવાંકુર ભાવશ્રમણોને નહીં. ૧૨૬.

રે! ભાવશ્રમણ સુખો લહે ને દ્રવ્યમુનિ દુઃખો લહે;
તું ભાવથી સંયુક્ત થા, ગુણદોષ જાણી એ રીતે. ૧૨૭.

[5]તીર્થેશ-ગણનાથાદિગત અભ્યુદયયુત સૌખ્યો તણી
પ્રાપ્તિ કરે છે ભાવમુનિ;—ભાખ્યું જિને સંક્ષેપથી. ૧૨૮.

તે છે સુધન્ય, [6]ત્રિધા સદૈવ નમસ્કરણ હો તેમને,
જે [7]ભાવયુત, દગજ્ઞાનચરણવિશુદ્ધ, માયામુક્ત છે. ૧૨૯.

[8]ખેચર-સુરાદિક વિક્રિયાથી ઋદ્ધિ અતુલ કરે ભલે,
જિનભાવનાપરિણત સુધીર લહે ન ત્યાં પણ મોહને. ૧૩૦.

તો દેવ-નરનાં તુચ્છ સુખ પ્રત્યે લહે શું મોહને
મુનિપ્રવર જે જાણે, [9]જુએ ને ચિંતવે છે મોક્ષને! ૧૩૧.

---

૧. ભાવથી = શુદ્ધ ભાવથી.

૨. ભવિ = ભવ્ય જીવો.

૩. જર-મરણ-વ્યાધિદાહવર્જિત = જરા-મરણ-રોગસંબંધી બળતરાથી મુક્ત.

૪. શિવમયી = આત્યંતિક સૌખ્યમય અર્થાત્ સિદ્ધ.

૫. તીર્થેશ-ગણનાથાદિગત = તીર્થંકર-ગણધરાદિસંબંધી.

૬. ત્રિધા = ત્રણ પ્રકારે અર્થાત્ મન-વચન-કાયાથી.

૭. ભાવયુત = શુદ્ધ ભાવ સહિત.

૮. ખેચર-સુરાદિક = વિદ્યાધર, દેવ વગેરે.

૯. જુએ = દેખે; શ્રદ્ધે.

રે! [1]આક્રમે ન જરા, [2]ગદાગ્નિ દહે ન [3]તનકુટિ જ્યાં લગી,
બળ ઇન્દ્રિયોનું નવ ઘટે, કરી લે તું નિજહિત ત્યાં લગી. ૧૩૨.

છ અનાયતન તજ, કર દયા ષટ્જીવની [4]ત્રિવિધે સદા,
મહાસત્ત્વને તું ભાવ રે! [5]અપૂરવપણે હે મુનિવરા! ૧૩૩.

ભમતાં [6]અમિત ભવસાગરે, તેં ભોગસુખના હેતુએ
સહુજીવ-દશવિધપ્રાણનો આહાર કીધો ત્રણવિધે. ૧૩૪.

પ્રાણીવધોથી હે મહાયશ! યોનિ લખ ચોરાશીમાં
ઉત્પત્તિનાં ને મરણનાં દુઃખો નિરંતર તેં લહ્યાં. ૧૩૫.

તું ભૂત-પ્રાણી-સત્ત્વ-જીવને ત્રિવિધ શુદ્ધિ વડે મુનિ!
દે [7]અભય, જે [8]કલ્યાણસૌખ્યનિમિત્ત [9]પારંપર્યથી. ૧૩૬.

શત-એંશી કિરિયાવાદીના, ચોરાશી [10]તેથી વિપક્ષના,
બત્રીશ સડસઠ ભેદ છે વૈનયિક ને અજ્ઞાનીના. ૧૩૭.

સુરીતે સુણી જિનધર્મ પણ પ્રકૃતિ અભવ્ય નહીં તજે,
સાકરસહિત ક્ષીરપાનથી પણ સર્પ નહિ નિર્વિષ બને. ૧૩૮.

[11]દુર્બુદ્ધિ-દુર્મતદોષથી [12]મિથ્યાત્વઆવૃતદૃગ રહે,
આત્મા અભવ્ય જિનેંદ્રજ્ઞાપિત ધર્મની રુચિ નવ કરે. ૧૩૯.

કુત્સિતધરમ-રત, ભક્તિ જે [1]પાખંડી કુત્સિતની કરે,
કુત્સિત કરે તપ, તેહ કુત્સિત ગતિ તણું ભાજન બને. ૧૪૦.

હે ધીર! ચિંતવ—જીવ આ મોહિત કુનય-દુઃશાસ્ત્રથી
[2]મિથ્યાત્વઘર સંસારમાં રખડ્યો અનાદિ કાળથી. ૧૪૧.

ઉન્માર્ગને છોડી ત્રિશત-તેસઠપ્રમિત પાખંડીના,
જિનમાર્ગમાં મન રોક; બહુ પ્રલપન [3]નિરર્થથી શું ભલા? ૧૪૨

જીવમુક્ત શબ કહેવાય, [4]'ચલ શબ' જાણ દર્શનમુક્તને;
શબ લોક માંહી અપૂજ્ય, ચલ શબ હોય લોકોત્તર વિષે. ૧૪૩.

જ્યમ ચંદ્ર તારાગણ વિષે, [5]મૃગરાજ સૌ [6]મૃગકુલ વિષે,
ત્યમ અધિક છે સમ્યક્ત્વ ઋષિશ્રાવક-દ્વિવિધ ધર્મો વિષે. ૧૪૪.

નાગેંદ્ર શોભે ફેણમણિમાણિક્યકિરણે ચમકતો,
તે રીત શોભે શાસને જિનભક્ત દર્શનનિર્મળો. ૧૪૫.

શશિબિંબ તારકવૃંદ સહ નિર્મળ નભે શોભે ઘણું,
ત્યમ શોભતું તપવ્રતવિમળ જિનલિંગ દર્શનનિર્મળું. ૧૪૬.

ઈમ જાણીને ગુણદોષ ધારો ભાવથી દગરત્નને,
જે સાર ગુણરત્નો વિષે ને પ્રથમ શિવસોપાન છે. ૧૪૭.

---

૧. પાખંડી કુત્સિતની = કુત્સિત (નિંદિત, ધિક્કારવા યોગ્ય, ખરાબ, અધમ) એવા પાખંડીઓની.

૨. મિથ્યાત્વઘર = (૧) મિથ્યાત્વનું ઘર એવા, અથવા (૨) મિથ્યાત્વ જેનું ઘર છે એવા.

૩. નિરર્થ = નિરર્થક; વ્યર્થ.

૪. ચલ શબ = હાલતું-ચાલતું મડદું.

૫. મૃગરાજ = સિંહ. ૬. મૃગકુલ = પશુસમૂહ.

જિનભાવનાપરિણત જીવો વરસિદ્ધિસુખ અનુપમ લહે,
શિવ, અતુલ, ઉત્તમ, પરમ નિર્મળ, અજર-અમરસ્વરૂપ જે. ૧૬૨.

ભગવંત સિદ્ધો-ત્રિજગપૂજિત, નિત્ય, શુદ્ધ, નિરંજના
—વર ભાવશુદ્ધિ દો મને દગ, જ્ઞાન ને ચારિત્રમાં. ૧૬૩.

બહુ કથન શું કરવું? અરે! ધર્માર્થકામવિમોક્ષ ને
બીજાય બહુ વ્યાપાર, તે સૌ ભાવ માંહી રહેલ છે. ૧૬૪.

એ રીત સર્વજ્ઞે કથિત આ ભાવપ્રાભૃત-શાસ્ત્રનાં
સુપઠન-સુશ્રવણ-સુભાવનાથી વાસ [1]અવિચળ ધામમાં. ૧૬૫.

  

# મોક્ષપ્રાભૃત

કરીને [1]ક્ષપણ કર્મો તણું, પરદ્રવ્ય પરિહરી જેમણે
જ્ઞાનાત્મ આત્મા પ્રાપ્ત કીધો, નમું નમું તે દેવને. ૧.

તે દેવને નમી—[2]અમિત-વર-દગજ્ઞાનધરને શુદ્ધને,
કહું પરમપદ—પરમાતમા—પ્રકરણ પરમયોગીન્દ્રને. ૨.

જે જાણીને, યોગસ્થ યોગી, સતત દેખી જેહને,
ઉપમાવિહીન અનંત અવ્યાબાધ શિવપદને લહે. ૩.

તે આતમા છે [3]પરમ-અંતર-બહિર ત્રણધા દેહીમાં;
[4]અંતર-ઉપાયે [5]પરમને ધ્યાઓ, તજો બહિરાતમા. ૪.

છે [6]અક્ષધી બહિરાત્મ, આતમબુદ્ધિ અંતર-આતમા,
જે મુક્ત કર્મકલંકથી તે દેવ છે પરમાતમા. ૫.

તે છે વિશુદ્ધાત્મા, અનિંદ્રિય, મળરહિત, તનમુક્ત છે,
પરમેષ્ઠી, કેવળ, પરમજિન, શાશ્વત, [7]શિવંકર, સિદ્ધ છે. ૬.

---

૧. ક્ષપણ = ક્ષય. ૨. અમિત-વર = અનંત અને પ્રધાન.

૩. પરમ-અંતર-બહિર ત્રણધા = પરમાત્મા, અંતરાત્મા અને બહિરાત્મા—એમ ત્રણ પ્રકારે.

૪. અંતર-ઉપાયે = અંતરાત્મારૂપ સાધનથી; અંતરાત્મારૂપ જે પરિણામ તે પરિણામરૂપ સાધનથી.

૫. પરમને = પરમાત્માને.

૬. અક્ષધી = ઇંદ્રિયબુદ્ધિ; 'ઇંદ્રિયો તે જ આત્મા છે' એવી બુદ્ધિવાળો.

૭. શિવંકર = સુખકર; કલ્યાણકર.

થઈ [1]અંતરાત્મારૂઢ, બહિરાત્મા તજીને ત્રણવિધે,
[2]ધ્યાતવ્ય છે પરમાતમા—જિનવરવૃષભ-ઉપદેશ છે. ૭.

[3]બાહ્યાર્થ પ્રત્યે [4]સ્ફુરિતમન, [5]સ્વભ્રષ્ટ ઇંદ્રિયદ્વારથી,
નિજદેહ [6]અધ્યવસિત કરે આત્માપણે [7]જીવ મૂઢધી. ૮.

નિજદેહ સમ પરદેહ દેખી મૂઢ ત્યાં ઉદ્યમ કરે,
[8]તે છે અચેતન તોય માને તેહને [9]આત્માપણે. ૯.

વસ્તુસ્વરૂપ જાણ્યા વિના [10]દેહે સ્વ-અધ્યવસાયથી
અજ્ઞાની જનને મોહ ફાલે પુત્રદારાદિક મહીં. ૧૦.

રહી લીન મિથ્યાજ્ઞાનમાં, મિથ્યાત્વભાવે પરિણમી,
તે દેહ માને 'હું'પણે [11]ફરીનેય મોહોદય થકી. ૧૧.

નિર્દ્વંદ્વ, નિર્મમ, દેહમાં નિરપેક્ષ, [12]મુક્તારંભ જે,
જે લીન આત્મસ્વભાવમાં, તે યોગી પામે મોક્ષને. ૧૨.

---

પરદ્રવ્યરત બંધાય, [૧]વિરત મુકાય વિધવિધ કર્મથી;
—આ, બંધમોક્ષ વિષે જિનેશ્વરદેશના સંક્ષેપથી. ૧૩.

રે! નિયમથી નિજદ્રવ્યરત સાધુ સુદૃષ્ટિ હોય છે,
સમ્યક્ત્વપરિણત વર્તતો [૨]દુષ્ટાષ્ટ કર્મો ક્ષય કરે. ૧૪.

પરદ્રવ્યમાં રત સાધુ તો મિથ્યાદરશયુત હોય છે,
મિથ્યાત્વપરિણત વર્તતો બાંધે કરમ દુષ્ટાષ્ટને. ૧૫.

પરદ્રવ્યથી દુર્ગતિ, ખરે સુગતિ સ્વદ્રવ્યથી થાય છે;
—એ જાણી, નિજદ્રવ્યે રમો, પરદ્રવ્યથી વિરમો તમે. ૧૬.

[૩]આત્મસ્વભાવેતર સચિત્ત, અચિત્ત, તેમ જ મિશ્ર જે,
તે જાણવું પરદ્રવ્ય—સર્વજ્ઞે કહ્યું [૪]અવિતથપણે. ૧૭.

દુષ્ટાષ્ટકર્મવિહીન, અનુપમ, [૫]જ્ઞાનવિગ્રહ, નિત્ય ને
જે શુદ્ધ ભાખ્યો જિનવરે, તે આતમા સ્વદ્રવ્ય છે. ૧૮.

પરવિમુખ થઈ નિજદ્રવ્ય જે ધ્યાવે સુચારિત્રીપણે,
જિનદેવના મારગ મહીં [૬]સંલગ્ન તે શિવપદ લહે. ૧૯.

જિનદેવમત-અનુસાર ધ્યાવે યોગી નિજશુદ્ધાત્મને,
જેથી લહે નિર્વાણ, તો શું નવ લહે [૭]સુરલોકને? ૨૦.

---

૧. વિરત = પરદ્રવ્યથી વિરમેલ; પરદ્રવ્યથી વિરામ પામેલ.

૨. દુષ્ટાષ્ટ કર્મો = દુષ્ટ આઠ કર્મોને; ખરાબ એવાં આઠ કર્મોને.

૩. આત્મસ્વભાવેતર = આત્મસ્વભાવથી અન્ય.

૪. અવિતથપણે = સત્યપણે; યથાર્થપણે.

૫. જ્ઞાનવિગ્રહ = જ્ઞાનરૂપ શરીરવાળો.

૬. સંલગ્ન = લાગેલ; વળગેલ; જોડાયેલ.

૭. સુરલોક = દેવલોક; સ્વર્ગ.

બહુ ભાર લઈ દિન એકમાં જે ગમન સો યોજન કરે,
તે વ્યક્તિથી [1]ક્રોશાર્ધ પણ નવ જઈ શકાય શું ભૂતળે? ૨૧.

જે સુભટ હોય [2]અજેય કોટિ નરોથી—સૈનિક સર્વથી,
તે વીર સુભટ જિતાય શું સંગ્રામમાં નર એકથી? ૨૨.

તપથી લહે સુરલોક સૌ, પણ ધ્યાનયોગે જે લહે
તે આતમા પરલોકમાં પામે સુશાશ્વત સૌખ્યને. ૨૩.

જ્યમ શુદ્ધતા પામે સુવર્ણ [3]અતીવ શોભન યોગથી,
આત્મા બને પરમાતમા ત્યમ કાળ-આદિક લબ્ધિથી. ૨૪.

[4]દિવ ઠીક વ્રતતપથી, ન હો દુખ [5]ઇતરથી નરકાદિકે;
છાંયે અને તડકે [6]પ્રતીક્ષાકરણમાં બહુ ભેદ છે. ૨૫.

[7]સંસાર-અર્ણવ રુદ્રથી [8]નિઃસરણ ઇચ્છે જીવ જે,
ધ્યાવે [9]કરમ-ઇંધન તણા દહનાર નિજ શુદ્ધાત્મને. ૨૬.

સઘળા કષાયો, [10]મોહ-રાગ-વિરોધ-મદ-ગારવ તજી,
ધ્યાનસ્થ ધ્યાવે આત્મને, વ્યવહાર લૌકિકથી છૂટી. ૨૭.

ત્રિવિધે તજી મિથ્યાત્વને, અજ્ઞાનને, [1]અઘ-પુણ્યને,
યોગસ્થ યોગી મૌનવ્રતસંપન્ન ધ્યાવે આત્મને. ૨૮.

દેખાય મુજને રૂપ જે તે જાણતું નહિ સર્વથા,
ને જાણનાર ન [2]દૃશ્યમાન; હું બોલું કોની સાથમાં? ૨૯.

આસ્રવ સમસ્ત નિરોધીને ક્ષય પૂર્વકર્મ તણો કરે,
જ્ઞાતા જ બસ રહી જાય છે યોગસ્થ યોગી;—જિન કહે. ૩૦.

યોગી સૂતા વ્યવહારમાં તે જાગતા નિજકાર્યમાં;
જે જાગતા વ્યવહારમાં તે સુપ્ત આતમકાર્યમાં. ૩૧.

ઈમ જાણી યોગી સર્વથા છોડે સકળ વ્યવહારને,
પરમાત્મને ધ્યાવે યથા ઉપદિષ્ટ જિનદેવો વડે. ૩૨.

તું [3]પંચસમિત, [4]ત્રિગુપ્ત ને સંયુક્ત પંચમહાવ્રતે,
[5]રત્નત્રયીસંયુતપણે કર નિત્ય [6]ધ્યાનાધ્યયનને. ૩૩.

રત્નત્રયી આરાધનારો જીવ આરાધક કહ્યો;
આરાધનાનું વિધાન કેવલજ્ઞાનફળદાયક અહો! ૩૪.

છે સિદ્ધ, આત્મા શુદ્ધ છે ને સર્વજ્ઞાનીદર્શી છે,
તું જાણ રે!—જિનવરકથિત આ જીવ કેવળ જ્ઞાન છે. ૩૫.

જે યોગી આરાધે રતનત્રય પ્રગટ જિનવરમાર્ગથી,
તે આત્મને ધ્યાવે અને પર પરિહરે;—શંકા નથી. ૩૬.

---

૧. અઘ-પુણ્યને = પાપને તથા પુણ્યને. ૨. ન દૃશ્યમાન = દેખાતો નથી.

૩. પંચસમિત = પાંચ સમિતિથી યુક્ત (વર્તતો થકો).

૪. ત્રિગુપ્ત = ત્રણ ગુપ્તિ સહિત (વર્તતો થકો).

૫. રત્નત્રયીસંયુતપણે = રત્નત્રયસંયુક્તપણે.

૬. ધ્યાનાધ્યયન = ધ્યાન તથા અધ્યયન; ધ્યાન તથા શાસ્ત્રાભ્યાસ.

જે જાણતું તે જ્ઞાન, દેખે તેહ દર્શન જાણવું,
જે પાપ તેમ જ પુણ્યનો પરિહાર તે ચારિત કહ્યું. ૩૭.

છે તત્ત્વરુચિ સમ્યક્ત્વ, તત્ત્વ તણું [૧]ગ્રહણ [૨]સદ્‌જ્ઞાન છે,
પરિહાર તે ચારિત્ર છે;—જિનવરવૃષભનિર્દિષ્ટ છે. ૩૮.

[૩]દૃગશુદ્ધ આત્મા શુદ્ધ છે, દૃગશુદ્ધ તે મુક્તિ લહે,
દર્શનરહિત જે પુરુષ તે પામે ન ઇચ્છિત લાભને. ૩૯.

[૪]જરમરણહર આ સારભૂત ઉપદેશ શ્રદ્ધે સ્પષ્ટ જે,
સમ્યક્ત્વ ભાખ્યું તેહને, હો શ્રમણ કે શ્રાવક ભલે. ૪૦.

જીવ-અજીવ કેરો ભેદ જાણે યોગી જિનવરમાર્ગથી,
સર્વજ્ઞદેવે તેહને સદ્‌જ્ઞાન ભાખ્યું [૫]તથ્યથી. ૪૧.

તે જાણી યોગી પરિહરે છે પાપ તેમ જ પુણ્યને,
ચારિત્ર તે [૬]અવિકલ્પ ભાખ્યું કર્મરહિત જિનેશ્વરે. ૪૨.

રત્નત્રયીયુત સંયમી [૭]નિજશક્તિતઃ તપને કરે,
[illegible] ૪૩.

[1]ત્રણથી [2]ધરી ત્રણ, નિત્ય [3]ત્રિકવિરહિતપણે, [4]ત્રિકયુતપણે,
રહી [5]દોષયુગલવિમુક્ત ધ્યાવે યોગી નિજ પરમાત્મને. ૪૪.

જે જીવ માયા-ક્રોધ-મદ પરિવર્જીને, તજી લોભને,
નિર્મળ સ્વભાવે પરિણમે, તે સૌખ્ય ઉત્તમને લહે. ૪૫.

[6]પરમાત્મભાવનહીન, [7]રુદ્ર, કષાયવિષયે યુક્ત જે,
તે જીવ [8]જિનમુદ્રાવિમુખ પામે નહીં શિવસૌખ્યને. ૪૬.

જિનવરવૃષભ-ઉપદિષ્ટ જિનમુદ્રા જ શિવસુખ નિયમથી;
તે નવ રુચે સ્વપ્નેય જેને, તે રહે ભવવન મહીં. ૪૭.

પરમાત્મને ધ્યાતાં શ્રમણ મળજનક લોભ થકી છૂટે,
નૂતન કરમ નહિ આસ્રવે—જિનદેવથી નિર્દિષ્ટ છે. ૪૮.

પરિણત સુદૃઢ-સમ્યક્ત્વરૂપ, લહી સુદૃઢ-ચારિત્રને,
નિજ આત્મને ધ્યાતાં થકાં યોગી પરમ પદને લહે. ૪૯.

ચારિત્ર તે નિજ ધર્મ છે ને ધર્મ નિજ સમભાવ છે,
[9]તે જીવના [10]વણરાગરોષ અનન્યમય પરિણામ છે. ૫૦.

---

૧. ત્રણથી = ત્રણ વડે (અર્થાત્ મન-વચન-કાયાથી).
૨. ધરી ત્રણ = ત્રણને ધારણ કરીને (અર્થાત્ વર્ષાકાળયોગ, શીતકાળયોગ તથા ગ્રીષ્મકાળયોગને ધારણ કરીને).
૩. ત્રિકવિરહિતપણે = ત્રણથી (અર્થાત્ શલ્યત્રયથી) રહિતપણે.
૪. ત્રિકયુતપણે = ત્રણથી સંયુક્તપણે (અર્થાત્ રત્નત્રયથી સહિતપણે).
૫. દોષયુગલવિમુક્ત = બે દોષોથી રહિત (અર્થાત્ રાગ-દ્વેષથી રહિત).
૬. પરમાત્મભાવનહીન = પરમાત્મભાવના રહિત; નિજ પરમાત્મતત્ત્વની ભાવનાથી રહિત. ૭. રુદ્ર = રૌદ્ર પરિણામવાળો.
૮. જિનમુદ્રાવિમુખ = જિનસદૃશ યથાજાત મુનિરૂપથી પરાઙ્મુખ.
૯. તે = નિજ સમભાવ, ૧૦. વણરાગરોષ = રાગદ્વેષરહિત.

નિર્મળ સ્ફટિક પરદ્રવ્યસંગે અન્યરૂપે થાય છે,
ત્યમ જીવ છે નીરાગ પણ અન્યાન્યરૂપે પરિણમે. ૫૧.

જે દેવ-ગુરુના ભક્ત ને સહધર્મીમુનિ-અનુરક્ત[1] છે,
[2]સમ્યક્ત્વના વહનાર યોગી ધ્યાનમાં [3]રત હોય છે. ૫૨.

તપ ઉગ્રથી અજ્ઞાની જે કર્મો ખપાવે બહુ ભવે,
જ્ઞાની [4]ત્રિગુપ્તિક તે કરમ અંતર્મુહૂર્તે ક્ષય કરે. ૫૩.

શુભ અન્ય દ્રવ્યે રાગથી મુનિ જો કરે [5]રુચિભાવને,
તો તેહ છે અજ્ઞાની, ને વિપરીત તેથી જ્ઞાની છે. ૫૪.

આસરવહેતુ ભાવ તે શિવહેતુ છે તેના મતે,
તેથી જ તે છે [6]અજ્ઞ, આત્મસ્વભાવથી વિપરીત છે. ૫૫.

[7]કર્મજમતિક જે [8]ખંડદૂષણકર સ્વભાવિકજ્ઞાનમાં,
તે જીવને અજ્ઞાની, [9]જિનશાસન તણા દૂષક કહ્યા. ૫૬.

---

જ્યાં જ્ઞાન ચરિતવિહીન છે, તપયુક્ત પણ [1]દગહીન છે,
વળી [2]અન્ય કાર્યો [3]ભાવહીન, તે લિંગથી સુખ શું અરે? ૫૭.

છે [4]અજ્ઞ, જેહ અચેતને [5]ચેતક તણી શ્રદ્ધા ધરે;
જે ચેતને ચેતક તણી શ્રદ્ધા ધરે, તે જ્ઞાની છે. ૫૮.

તપથી રહિત જે જ્ઞાન, જ્ઞાનવિહીન તપ [6]અકૃતાર્થ છે,
તે કારણે જીવ જ્ઞાનતપસંયુક્ત શિવપદને લહે. ૫૯.

[7]ધ્રુવસિદ્ધિ શ્રી તીર્થેશ [8]જ્ઞાનચતુષ્કયુત તપને કરે,
એ જાણી [9]નિશ્ચિત જ્ઞાનયુત જીવેય તપ કર્તવ્ય છે. ૬૦.

જે બાહ્યલિંગે યુક્ત, આંતરલિંગરહિત ક્રિયા કરે,
તે [10]સ્વકચરિતથી ભ્રષ્ટ, શિવમારગવિનાશક શ્રમણ છે. ૬૧.

[11]સુખસંગ [12]ભાવિત જ્ઞાન તો [13]દુખકાળમાં લય થાય છે,
તેથી [14]યથાબળ [15]દુઃખ સહ ભાવો શ્રમણ નિજ આત્મને. ૬૨.

---

૧. દગહીન = સમ્યગ્દર્શન રહિત.

૨. અન્ય કાર્યો = બીજી (આવશ્યકાદિ) ક્રિયાઓ.

૩. ભાવહીન = શુદ્ધભાવ રહિત. ૪. અજ્ઞ = અજ્ઞાની.

૫. ચેતક = ચેતનાર; ચેતયિતા; આત્મા.

૬. અકૃતાર્થ = પ્રયોજન સિદ્ધ ન કરે એવું; અસફળ.

૭. ધ્રુવસિદ્ધિ = જેમની સિદ્ધિ (તે જ ભવે) નિશ્ચિત છે એવા.

૮. જ્ઞાનચતુષ્કયુત = ચાર જ્ઞાન સહિત.

૯. નિશ્ચિત = નક્કી; અવશ્ય. ૧૦. સ્વકચરિત = સ્વચારિત્ર.

૧૧. સુખસંગ = સુખ સહિત; શાતાના યોગમાં.

૧૨. ભાવિત = ભાવવામાં આવેલું.

૧૩. દુખકાળમાં = ઉપસર્ગાદિ દુઃખ આવી પડતાં.

૧૪. યથાબળ = શક્તિ પ્રમાણે. ૧૫. દુઃખ સહ = કાયક્લેશાદિ સહિત.

[1]આસન-અશન-નિદ્રા તણો કરી વિજય, જિનવરમાર્ગથી
ધ્યાતવ્ય છે નિજ આતમા, જાણી [2]શ્રીગુરુપરસાદથી. ૬૩.

છે આતમા સંયુક્ત દર્શન-જ્ઞાનથી, ચારિત્રથી;
નિત્યે અહો! ધ્યાતવ્ય તે, જાણી શ્રીગુરુપરસાદથી. ૬૪.

જીવ જાણવો દુષ્કર પ્રથમ, પછી [3]ભાવના દુષ્કર અરે!
[4]ભાવિતનિજાત્મસ્વભાવને દુષ્કર વિષયવૈરાગ્ય છે. ૬૫.

આત્મા જણાય ન, જ્યાં લગી વિષયે પ્રવર્તન નર કરે;
[5]વિષયે વિરક્તમનસ્ક યોગી જાણતા નિજ આત્મને. ૬૬.

નર કોઈ, આતમ જાણી, આતમભાવનાપ્રચ્યુતપણે
[6]ચતુરંગ સંસારે ભમે વિષયે વિમોહિત મૂઢ એ. ૬૭.

પણ વિષયમાંહી વિરક્ત, આતમ જાણી [7]ભાવનયુક્ત જે,
[8]નિઃશંક તે તપગુણસહિત છોડે ચતુર્ગતિભ્રમણને. ૬૮.

પરદ્રવ્યમાં અણુમાત્ર પણ રતિ હોય જેને મોહથી,
તે મૂઢ છે, અજ્ઞાની છે, વિપરીત આત્મસ્વભાવથી. ૬૯.

જે આત્મને ધ્યાવે, [1]સુદર્શનશુદ્ધ, [2]દૃઢચારિત્ર છે,
વિષયે વિરક્તમનસ્ક તે શિવપદ લહે નિશ્ચિતપણે. ૭૦.

પરદ્રવ્ય પ્રત્યે રાગ તો સંસારકારણ છે ખરે;
તેથી શ્રમણ નિત્યે કરો નિજભાવના સ્વાત્મા વિષે. ૭૧.

નિંદા-પ્રશંસાને વિષે, દુઃખો તથા સૌખ્યો વિષે,
શત્રુ તથા મિત્રો વિષે [3]સમતાથી ચારિત હોય છે. ૭૨.

[4]આવૃતચરણ, વ્રતસમિતિવર્જિત, શુદ્ધભાવવિહીન જે,
તે કોઈ નર [5]જલ્પે અરે!—'નહિ ધ્યાનનો આ કાળ છે'. ૭૩.

સમ્યક્ત્વજ્ઞાનવિહીન, [6]શિવપરિમુક્ત જીવ અભવ્ય જે,
તે [7]સુરત ભવસુખમાં કહે—'નહિ ધ્યાનનો આ કાળ છે'. ૭૪.

ત્રણ ગુપ્તિ, પંચ સમિતિ, પંચ મહાવ્રતે જે મૂઢ છે,
તે મૂઢ [8]અજ્ઞ કહે અરે!—'નહિ ધ્યાનનો આ કાળ છે.' ૭૫.

ભરતે [9]દુષમકાળેય ધર્મધ્યાન મુનિને હોય છે;
તે હોય છે [10]આત્મસ્થને; માને ન તે અજ્ઞાની છે. ૭૬.

---

૧. સુદર્શનશુદ્ધ = સમ્યગ્દર્શનથી શુદ્ધ; દર્શનશુદ્ધિવાળા.
૨. દૃઢચારિત્ર = દૃઢ ચારિત્રયુક્ત. ૩. સમતા = સમભાવ; સામ્યપરિણામ.
૪. આવૃતચરણ = જેમનું ચારિત્ર અવરાયેલું છે એવા.
૫. જલ્પે = બકવાદ કરે છે; બબડે છે; કહે છે.
૬. શિવપરિમુક્ત = મોક્ષથી સર્વતઃ રહિત.
૭. સુરત ભવસુખમાં = સંસારસુખમાં સારી રીતે રત (અર્થાત્ સંસારસુખમાં અભિપ્રાય-અપેક્ષાએ અતિ પ્રીતિવાળો જીવ).
૮. અજ્ઞ = અજ્ઞાની. ૯. દુષમકાળ = દુઃષમકાળ અર્થાત્ પંચમ કાળ.
૧૦. આત્મસ્થ = સ્વાત્મામાં સ્થિત; આત્મસ્વભાવમાં સ્થિત.

આજેય [1]વિમલત્રિરત્ન, નિજને ધ્યાઈ, ઇન્દ્રપણું લહે,
વા દેવ લૌકાંતિક બને, ત્યાંથી ચ્યવી સિદ્ધિ વરે. ૭૭.

જે [2]પાપમોહિતબુદ્ધિઓ ગ્રહી જિનવરોના લિંગને
પાપો કરે છે, પાપીઓ તે મોક્ષમાર્ગે [3]ત્યક્ત છે. ૭૮.

જે [4]પંચવસ્ત્રાસક્ત, પરિગ્રહધારી, [5]યાચનશીલ છે,
છે [6]લીન આધાકર્મમાં, તે મોક્ષમાર્ગે ત્યક્ત છે. ૭૯.

નિર્મોહ, વિજિતકષાય, [7]બાવીશ-પરિષહી, નિર્ગ્રંથ છે,
છે મુક્ત પાપારંભથી, તે મોક્ષમાર્ગે [8]ગૃહીત છે. ૮૦.

હું એકલો હું, કોઈ પણ મારાં નથી લોકત્રયે,
—એ ભાવનાથી યોગીઓ પામે સુશાશ્વત સૌખ્યને. ૮૧.

જે દેવ-ગુરુના ભક્ત છે, [9]નિર્વેદશ્રેણી ચિંતવે,
જે ધ્યાનરત, [10]સુચરિત્ર છે, તે મોક્ષમાર્ગે ગૃહીત છે. ૮૨.

નિશ્ચયનયે—જ્યાં આતમા [1]આત્માર્થ આત્મામાં રમે,
તે યોગી છે સુચરિત્રસંયુત; તે લહે નિર્વાણને. ૮૩.

છે યોગી, [2]પુરુષાકાર, જીવ [3]વરજ્ઞાનદર્શનપૂર્ણ છે;
[4]ધ્યાનાર યોગી પાપનાશક [5]દ્વંદ્વવિરહિત હોય છે. ૮૪.

શ્રમણાર્થ જિન-ઉપદેશ ભાખ્યો, શ્રાવકાર્થ સુણો હવે,
સંસારનું હરનાર [6]શિવ-કરનાર કારણ પરમ એ. ૮૫.

ગ્રહી મેરુપર્વત-સમ અકંપ સુનિર્મળા સમ્યક્ત્વને,
હે શ્રાવકો! દુખનાશ અર્થે ધ્યાનમાં ધ્યાતવ્ય તે. ૮૬.

સમ્યક્ત્વને જે જીવ ધ્યાવે તે સુદૃષ્ટિ હોય છે,
સમ્યક્ત્વપરિણત વર્તતો દુષ્ટાષ્ટકર્મો ક્ષય કરે. ૮૭.

બહુ કથનથી શું? [7]નરવરો [8]ગત કાળ જે [9]સિદ્ધયા અહો!
જે સિદ્ધશે ભવ્યો હવે, સમ્યક્ત્વમહિમા જાણવો. ૮૮.

નર ધન્ય તે, [10]સુકૃતાર્થ તે, પંડિત અને શૂરવીર તે,
સ્વપ્નેય મલિન કર્યું ન જેણે [11]સિદ્ધિકર સમ્યક્ત્વને. ૮૯.

---

૧. આત્માર્થ = આત્મા અર્થે; આત્મા માટે.

૨. પુરુષાકાર = પુરુષના આકારે.

૩. વરજ્ઞાનદર્શનપૂર્ણ = (સ્વભાવે) ઉત્તમ જ્ઞાનદર્શનથી પરિપૂર્ણ.

૪. ધ્યાનાર = એવા જીવને—આત્માને—જે ધ્યાવે છે તે.

૫. દ્વંદ્વવિરહિત = નિર્દ્વંદ્વ; (રાગદ્વેષાદિ) દ્વંદ્વથી રહિત.

૬. શિવ-કરનાર = મોક્ષનું કરનારું; સિદ્ધિકર. ૭. નરવરો = ઉત્તમ પુરુષો.

૮. ગત કાળ = ભૂતકાળમાં; પૂર્વે. ૯. સિદ્ધયા = સિદ્ધ થયા; મોક્ષ પામ્યા.

૧૦. સુકૃતાર્થ = જેમણે પ્રયોજનને સારી રીતે સિદ્ધ કર્યું છે એવા; સુકૃતકૃત્ય.

૧૧. સિદ્ધિકર = સિદ્ધિ કરનાર; મોક્ષ કરનાર.

[1]હિંસાસુવિરહિત ધર્મ, દોષ અઢાર વર્જિત દેવનું,
નિર્ગ્રંથ પ્રવચન કેરું જે શ્રદ્ધાન તે સમકિત કહ્યું. ૯૦.

સમ્યક્ત્વ તેને, જેહ માને [2]લિંગ પરનિરપેક્ષને,
[3]રૂપે યથાજાતક, [4]સુસંયત, સર્વસંગવિમુક્તને. ૯૧.

જે દેવ [5]કુત્સિત, ધર્મ કુત્સિત, લિંગ કુત્સિત વંદતા,
ભય, શરમ વા ગારવ થકી, તે જીવ છે મિથ્યાત્વમાં. ૯૨.

વંદન અસંયત, [6]રક્ત દેવો, લિંગ [7]સપરાપેક્ષને,
—એ માન્ય હોય કુદૃષ્ટિને, નહિ શુદ્ધ સમ્યગ્દૃષ્ટિને. ૯૩.

સમ્યક્ત્વયુત શ્રાવક કરે જિનદેવદેશિત ધર્મને;
વિપરીત તેથી જે કરે, કુદૃષ્ટિ તે જ્ઞાતવ્ય છે. ૯૪.

કુદૃષ્ટિ જે, તે સુખવિહીન પરિભ્રમે સંસારમાં,
જર-જન્મ-મરણપ્રચુરતા, દુખગણસહસ્ર ભર્યાં જિહાં. ૯૫.

'સમ્યક્ત્વ ગુણ, મિથ્યાત્વ દોષ' તું એમ મન સુવિચારીને,
કર તે તને જે મન રુચે; બહુ કથન શું કરવું અરે? ૯૬.

---

નિર્ગ્રંથ, બાહ્ય અસંગ, પણ નહિ ત્યક્ત મિથ્યાભાવ જ્યાં,
જાણે ન તે સમભાવ નિજ; શું [1]સ્થાન-મૌન કરે તિહાં? ૯૭.

જે મૂળગુણને છેદીને મુનિ બાહ્યકર્મો આચરે,
પામે ન શિવસુખ [2]નિશ્ચયે [3]જિનકથિત-લિંગ-વિરાધને. ૯૮.

બહિરંગ કર્મો શું કરે? ઉપવાસ બહુવિધ શું કરે?
રે! શું કરે આતાપના?—આત્મસ્વભાવવિરુદ્ધ જે. ૯૯.

પુષ્કળ ભણે શ્રુતને ભલે, ચારિત્ર બહુવિધ આચરે,
છે બાળશ્રુત ને બાળચારિત, આત્મથી વિપરીત જે. ૧૦૦.

છે સાધુ જે વૈરાગ્યપર ને વિમુખ પરદ્રવ્યો વિષે,
ભવસુખવિરક્ત, સ્વકીય શુદ્ધ સુખો વિષે અનુરક્ત જે, ૧૦૧.

[4]આદેયહેય-સુનિશ્ચયી, [5]ગુણગણવિભૂષિત-અંગ જે,
ધ્યાનાધ્યયનરત જેહ, તે મુનિ સ્થાન ઉત્તમને લહે. ૧૦૨.

પ્રણમે [6]પ્રણત જન, [7]ધ્યાત જન ધ્યાવે નિરંતર જેહને,
તું જાણ તત્ત્વ [8]તનસ્થ તે, જે [9]સ્તવનપ્રાપ્ત જનો સ્તવે. ૧૦૩.

---

૧. સ્થાન = નિશ્ચળપણે ઊભા રહેવું તે; ઊભાં ઊભાં કાયોત્સર્ગસ્થિત રહેવું તે; એક આસને નિશ્ચળ રહેવું તે.

૨. નિશ્ચયે = નક્કી.

૩. જિનકથિત-લિંગ-વિરાધને = જિનકથિત લિંગની વિરાધના કરતો હોવાથી.

૪. આદેયહેય-સુનિશ્ચયી = ઉપાદેય અને હેયનો જેમણે નિશ્ચય કરેલો છે એવા.

૫. ગુણગણવિભૂષિત-અંગ = ગુણોના સમૂહથી સુશોભિત અંગવાળા.

૬. પ્રણત જન = બીજાઓ વડે જેમને પ્રણમવામાં આવે છે તે જનો.

૭. ધ્યાત જન = બીજાઓ વડે જેમને ધ્યાવામાં આવે છે તે જનો.

૮. તનસ્થ = દેહસ્થ; શરીરમાં રહેલ.

૯. સ્તવનપ્રાપ્ત જનો = બીજાઓ વડે જેમને સ્તવવામાં આવે છે તે જનો.

અર્હંત-સિદ્ધાચાર્ય-અધ્યાપક-શ્રમણ—પરમેષ્ઠી જે,
પાંચેય છે આત્મા મહીં; આત્મા શરણ મારું ખરે. ૧૦૪.

સમ્યક્ત્વ, સમ્યગ્જ્ઞાન, સચ્ચારિત્ર, સત્તપચરણ જે,
ચારેય છે આત્મા મહીં; આત્મા શરણ મારું ખરે. ૧૦૫.

આ જિનનિરૂપિત મોક્ષપ્રાભૃત-શાસ્ત્રને સદ્ભક્તિએ
જે પઠન-શ્રવણ કરે અને ભાવે, લહે સુખ નિત્યને. ૧૦૬.

  

# લિંગપ્રાભૃત

કરીને નમન ભગવંત શ્રી અર્હંતને, શ્રી સિદ્ધને,
ભાખીશ હું સંક્ષેપથી મુનિલિંગપ્રાભૃતશાસ્ત્રને. ૧.

હોયે ધરમથી લિંગ, ધર્મ ન લિંગમાત્રથી હોય છે;
રે! ભાવધર્મ તું જાણ, તારે લિંગથી શું કાર્ય છે? ૨.

જે [૧]પાપમોહિતબુદ્ધિ, જિનવરલિંગ ધરી, [૨]લિંગિત્વને
ઉપહસિત કરતો, તે [૩]વિઘાતે [૪]લિંગીઓના લિંગને. ૩.

જે લિંગ ધારી નૃત્ય, ગાયન, વાદ્યવાદનને કરે,
તે પાપમોહિતબુદ્ધિ છે તિર્યંચયોનિ, ન શ્રમણ છે. ૪.

જે સંગ્રહે, રક્ષે [૫]બહુશ્રમપૂર્વ, ધ્યાવે [૬]આર્તને,
તે પાપમોહિતબુદ્ધિ છે તિર્યંચયોનિ, ન શ્રમણ છે. ૫.

[૭]દ્યૂત જે રમે, બહુમાન-ગર્વિત વાદ-કલહ સદા કરે,
લિંગીરૂપે કરતો થકો પાપી નરકગામી બને. ૬.

---

૧. પાપમોહિતબુદ્ધિ = જેની બુદ્ધિ પાપમોહિત છે એવો પુરુષ.

૨. લિંગિત્વને ઉપહસિત કરતો = લિંગીપણાનો ઉપહાસ કરે છે; લિંગીભાવની મશ્કરી કરે છે; મુનિપણાની મજાક કરે છે.

૩. વિઘાતે = ઘાત કરે છે; નષ્ટ કરે છે; હાનિ પહોંચાડે છે.

૪. લિંગીઓ = મુનિઓ; સાધુઓ; શ્રમણો.

૫. બહુશ્રમપૂર્વ = બહુ શ્રમપૂર્વક; ઘણા પ્રયત્નથી.

૬. આર્ત = આર્તધ્યાન.

૭. દ્યૂત = જુગાર.

જે [1]પાપ-ઉપહતભાવ સેવે લિંગમાં અબ્રહ્મને,
તે પાપમોહિતબુદ્ધિને પરિભ્રમણ [2]સંસૃતિકાનને. ૭.

જ્યાં લિંગરૂપે જ્ઞાનદર્શનચરણનું ધારણ નહીં,
ને ધ્યાન ધ્યાવે આર્ત, તેહ અનંતસંસારી મુનિ. ૮.

જોડે વિવાહ, કરે કૃષિ-વ્યાપાર-જીવવિઘાત જે,
લિંગીરૂપે કરતો થકો પાપી નરકગામી બને. ૯.

ચોરો-લબાડોને લડાવે, તીવ્ર પરિણામો કરે,
ચોપાટ-આદિક જે રમે, લિંગી નરકગામી બને. ૧૦.

દગજ્ઞાનચરણે, નિત્યકર્મે, તપનિયમસંયમ વિષે
જે વર્તતો પીડા કરે, લિંગી નરકગામી બને. ૧૧.

જે ભોજને રસગૃદ્ધિ કરતો વર્તતો કામાદિકે,
માયાવી લિંગવિનાશી તે તિર્યંચયોનિ, ન શ્રમણ છે. ૧૨.

[3]પિંડાર્થ જે દોડે અને કરી કલહ ભોજન જે કરે,
ઈર્ષા કરે જે અન્યની, જિનમાર્ગનો નહિ શ્રમણ તે. ૧૩.

[4]અણદત્તનું જ્યાં ગ્રહણ, જે [5]અસમક્ષ પરનિંદા કરે,
જિનલિંગધારક હો છતાં તે શ્રમણ ચોર સમાન છે. ૧૪.

[6]લિંગાત્મ ઈર્યાસમિતિનો ધારક છતાં કૂદે, પડે,
દોડે, ઉખાડે ભોંય, તે તિર્યંચયોનિ, ન શ્રમણ છે. ૧૫.

જે અવગણીને બંધ, ખાંડે ધાન્ય, ખોદે પૃથ્વીને,
બહુ વૃક્ષ છેદે જેહ, તે તિર્યંચયોનિ, ન શ્રમણ છે. ૧૬.

સ્ત્રીવર્ગ પર નિત રાગ કરતો, દોષ દે છે અન્યને,
દગજ્ઞાનથી જે શૂન્ય, તે તિર્યંચયોનિ, ન શ્રમણ છે. ૧૭.

દીક્ષાવિહીન ગૃહસ્થ ને શિષ્યે ધરે બહુ સ્નેહ જે,
આચાર-વિનયવિહીન, તે તિર્યંચયોનિ, ન શ્રમણ છે. ૧૮.

ઈમ વર્તનારો સંયતોની મધ્ય નિત્ય રહે ભલે,
ને હોય [1]બહુશ્રુત, તોય [2]ભાવવિનષ્ટ છે, નહિ શ્રમણ છે. ૧૯.

સ્ત્રીવર્ગમાં [3]વિશ્વસ્ત દે છે જ્ઞાન-દર્શન-ચરણ જે,
પાર્શ્વસ્થથી પણ હીન ભાવવિનષ્ટ છે, નહિ શ્રમણ છે. ૨૦.

[4]અસતીગૃહે ભોજન, [5]કરે સ્તુતિ નિત્ય, પોષે [6]પિંડ જે,
અજ્ઞાનભાવે યુક્ત ભાવવિનષ્ટ છે, નહિ શ્રમણ છે. ૨૧.

એ રીત સર્વજ્ઞે કથિત આ લિંગપ્રાભૃત જાણીને,
જે ધર્મ પાળે [7]કષ્ટ સહ, તે સ્થાન ઉત્તમને લહે. ૨૨.

❀ ❀ ❀

---

૧. બહુશ્રુત = બહુ શાસ્ત્રોનો જાણનાર; વિદ્વાન.

૨. ભાવવિનષ્ટ = ભાવભ્રષ્ટ; ભાવશૂન્ય; શુદ્ધભાવથી (દર્શનજ્ઞાનચારિત્રથી) રહિત.

૩. વિશ્વસ્ત = (૧) વિશ્વાસુપણે અર્થાત (સ્ત્રીવર્ગનો) વિશ્વાસ કરીને; નિર્ભયપણે; (૨) વિશ્વસનીયપણે અર્થાત્ (સ્ત્રીવર્ગમાં) વિશ્વાસ ઉપજાવીને.

૪. અસતીગૃહે = વ્યભિચારિણી સ્ત્રીના ઘરે.

૫. કરે સ્તુતિ નિત્ય = હંમેશાં તેની પ્રશંસા કરે છે.

૬. પિંડ = શરીર. ૭. કષ્ટ સહ = કષ્ટ સહિત; પ્રયત્નપૂર્વક.

[ ૮ ]

# શીલપ્રાભૃત

[1]વિસ્તીર્ણલોચન, [2]રક્તકજકોમલ-સુપદ શ્રી વીરને
ત્રિવિધે કરીને વંદના, હું વર્ણવું શીલગુણને. ૧.

ન વિરોધ ભાખ્યો જ્ઞાનીઓએ શીલને ને જ્ઞાનને;
વિષયો કરે છે નષ્ટ કેવળ શીલવિરહિત જ્ઞાનને. ૨.

દુષ્કર જણાવું જ્ઞાનનું, પછી ભાવના દુષ્કર અરે!
વળી ભાવનાયુત જીવને દુષ્કર વિષયવૈરાગ્ય છે. ૩.

જાણે ન આત્મા જ્ઞાનને, વર્તે વિષયવશ જ્યાં લગી;
નહિ [3]ક્ષપણ પૂરવકર્મનું કેવળ વિષયવૈરાગ્યથી. ૪.

જે જ્ઞાન ચરણવિહીન, ધારણ લિંગનું દગહીન જે,
તપચરણ જે સંયમસુવિરહિત, તે બધુંય [4]નિરર્થ છે. ૫.

જે જ્ઞાન ચરણવિશુદ્ધ, ધારણ લિંગનું [5]દૃગશુદ્ધ જે,
તપ જે [6]સસંયમ, તે ભલે થોડું, મહાફળયુક્ત છે. ૬.

નર કોઈ, જાણી જ્ઞાનને, આસક્ત રહી વિષયાદિકે,
ભટકે ચતુર્ગતિમાં અરે! વિષયે વિમોહિત મૂઢ એ. ૭.

પણ વિષયમાંહી વિરક્ત, જાણી જ્ઞાન, ભાવનયુક્ત જે,
નિઃશંક તે તપગુણસહિત છેદે ચતુર્ગતિભ્રમણને. ૮.

ધમતાં લવણ-ખડીલેપપૂર્વક કનક નિર્મળ થાય છે,
ત્યમ જીવ પણ સુવિશુદ્ધ [1]જ્ઞાનસલિલથી નિર્મળ બને. ૯.

જે જ્ઞાનથી ગર્વિત બની વિષયો મહીં રાચે જનો,
તે જ્ઞાનનો નહિ દોષ, દોષ કુપુરુષ મંદમતિ તણો. ૧૦.

સમ્યક્ત્વસંયુત જ્ઞાન, દર્શન, તપ અને ચારિત્રથી
ચારિત્રશુદ્ધ જીવો કરે ઉપલબ્ધિ [2]પરિનિર્વાણની. ૧૧.

જે શીલને રક્ષે, સુદર્શનશુદ્ધ, દૃઢચારિત્ર જે,
જે વિષયમાંહી [3]વિરક્તમન, નિશ્ચિત લહે નિર્વાણને. ૧૨.

છે [4]ઇષ્ટદર્શી માર્ગમાં, હો વિષયમાં મોહિત ભલે;
ઉન્માર્ગદર્શી જીવનું જે જ્ઞાન તેય નિરર્થ છે. ૧૩.

[5]દુર્મત-કુશાસ્ત્રપ્રશંસકો જાણે વિવિધ શાસ્ત્રો ભલે,
વ્રત-શીલ-જ્ઞાનવિહીન છે તેથી ન આરાધક ખરે. ૧૪.

હો રૂપશ્રીગર્વિત, ભલે લાવણ્યયૌવનકાન્તિ હો,
માનવજનમ છે નિષ્પ્રયોજન શીલગુણવર્જિત તણો. ૧૫.

વ્યાકરણ, છંદો, ન્યાય, વૈશેષિક, વ્યવહારાદિનાં
શાસ્ત્રો તણું હો જ્ઞાન તોપણ શીલ ઉત્તમ સર્વમાં. ૧૬.

---

૧. જ્ઞાનસલિલ = જ્ઞાનજળ; જ્ઞાનરૂપી નીર.

૨. પરિનિર્વાણ = મોક્ષ.

૩. વિરક્તમન = વિરક્ત મનવાળા.

૪. ઇષ્ટદર્શી = ઇષ્ટને દેખનાર; હિતને જોનાર; સન્માર્ગને દેખાડનાર.

૫. દુર્મત = કુમત.

રે ! શીલગુણમંડિત ભવિકના દેવ વલ્લભ હોય છે;
લોકે કુશીલ જનો, ભલે શ્રુતપારગત હો, તુચ્છ છે. ૧૭.

સૌથી ભલે હો [1]હીન, [2]રૂપવિરૂપ, યૌવનભ્રષ્ટ હો,
[3]માનુષ્ય તેનું છે [4]સુજીવિત, શીલ જેનું સુશીલ હો. ૧૮.

પ્રાણીદયા, દમ, સત્ય, બ્રહ્મ, અચૌર્ય ને સંતુષ્ટતા,
સમ્યક્ત્વ, જ્ઞાન, તપશ્ચરણ છે શીલના પરિવારમાં. ૧૯.

છે શીલ તે તપ શુદ્ધ, તે દૃગશુદ્ધિ જ્ઞાનવિશુદ્ધિ છે,
છે શીલ [5]અરિ વિષયો તણો ને શીલ [6]શિવસોપાન છે. ૨૦.

વિષ ઘોર જંગમ-સ્થાવરોનું નષ્ટ કરતું સર્વને,
પણ [7]વિષયલુબ્ધ તણું વિઘાતક વિષયવિષ અતિરૌદ્ર છે. ૨૧.

વિષવેદનાહત જીવ એક જ વાર પામે મરણને,
પણ વિષયવિષહત જીવ તો [8]સંસારકાંતારે ભમે. ૨૨.

બહુ વેદના નરકો વિષે, દુઃખો મનુજ-તિર્યંચમાં,
દેવેય [9]દૌર્ભાગ્ય પામે વિષયાવલંબી આતમા. ૨૩.

[1]તુષ દૂર કરતાં જે રીતે કંઈ [2]દ્રવ્ય નરનું ન જાય છે,
તપશીલવંત [3]સુકુશલ, [4]ખળ માફક, વિષયવિષને તજે. ૨૪.

છે ભદ્ર, ગોળ, વિશાળ ને ખંડાત્મ અંગ શરીરમાં,
તે સર્વ હોય સુપ્રાપ્ત તોપણ શીલ ઉત્તમ સર્વમાં. ૨૫.

દુર્મતવિમોહિત વિષયલુબ્ધ જનો ઇતરજન સાથમાં
[5]અરઘટ્ટિકાના ચક્ર જેમ પરિભ્રમે સંસારમાં. ૨૬.

જે કર્મગ્રંથિ વિષયરાગે બદ્ધ છે આત્મા વિષે,
તપચરણ-સંયમ-શીલથી સુકૃતાર્થ છેદે તેહને. ૨૭.

તપ-દાન-શીલ-સુવિનય—રત્નસમૂહ સહ, જલધિ સમો,
[6]સોહંત [7]જીવ સશીલ પામે શ્રેષ્ઠ શિવપદને અહો! ૨૮.

દેખાય છે શું મોક્ષ સ્ત્રી-પશુ-ગાય-ગર્દભ-શ્વાનનો?
જે [8]તુર્યને સાધે, લહે છે મોક્ષ;—દેખો સૌ જનો. ૨૯.

જો મોક્ષ સાધિત હોત [9]વિષયવિલુબ્ધ જ્ઞાનધરો વડે,
દશપૂર્વધર પણ સાત્યકિસુત કેમ પામત નરકને? ૩૦.

૧. તુષ દૂર કરતાં = ધાન્યમાંથી ફોતરાં વગેરે કચરો કાઢી નાખતાં
૨. દ્રવ્ય = વસ્તુ (અર્થાત્ ધાન્ય).
૩. સુકુશલ = કુશળ અર્થાત્ પ્રવીણ પુરુષ
૪. ખળ = વસ્તુનો, રસકસ વિનાનો નકામો ભાગ—કચરો; સત્ત્વ કાઢી લેતાં બાકી રહેતા કૂચા.
૫. અરઘટ્ટિકા = રેંટ. ૬. સોહંત = સોહતો; શોભતો.
૭. જીવ સશીલ = શીલસહિત જીવ; શીલવાન જીવ.
૮. તુર્યને = ચતુર્થને (અર્થાત્ મોક્ષરૂપ ચોથા પુરુષાર્થને).
૯. વિષયવિલુબ્ધ = વિષયલુબ્ધ; વિષયોના લોલુપ.

જો શીલ વિણ બસ જ્ઞાનથી કહી હોય શુદ્ધિ જ્ઞાનીએ,
દશપૂર્વધરનો ભાવ કેમ થયો નહીં નિર્મળ અરે? ૩૧.

[1]વિષયે વિરક્ત કરે [2]સુસહ અતિ-ઉગ્ર નારકવેદના,
ને પામતા અર્હંતપદ;—વીરે કહ્યું જિનમાર્ગમાં. ૩૨.

[3]અત્યક્ષ-શિવપદપ્રાપ્તિ આમ ઘણા પ્રકારે શીલથી
પ્રત્યક્ષદર્શનજ્ઞાનધર લોકજ્ઞ જિનદેવે કહી. ૩૩.

સમ્યક્ત્વ-દર્શન-જ્ઞાન-તપ-વીર્યાચરણ આત્મા વિષે,
પવને સહિત [4]પાવક સમાન, [5]દહે [6]પુરાતન કર્મને. ૩૪.

[7]વિજિતેન્દ્રિ વિષયવિરક્ત થઈ, ધરીને વિનય-તપ-શીલને,
[8]ધીરા [9]દહી વસુ કર્મ, શિવગતિપ્રાપ્ત સિદ્ધપ્રભુ બને. ૩૫.

જે શ્રમણ કેરું જન્મતરુ લાવણ્ય-શીલસમૃદ્ધ છે,
તે શીલધર છે, છે મહાત્મા, લોકમાં ગુણ વિસ્તરે. ૩૬.

દગશુદ્ધિ, જ્ઞાન, સમાધિ, ધ્યાન સ્વશક્તિ-આશ્રિત હોય છે,
સમ્યક્ત્વથી જીવો લહે છે [10]બોધિને જિનશાસને. ૩૭.

જિનવચનનો અહીં સાર, વિષયવિરક્ત ધીર તપોધનો,
કરી સ્નાન [1]શીલસલિલથી, સુખ સિદ્ધિનું પામે અહો! ૩૮.

[2]આરાધનાપરિણત સરવ ગુણથી કરે [3]કૃશ કર્મને,
સુખદુઃખરહિત [4]મનશુદ્ધ તે ક્ષેપે કરમરૂપ ધૂળને. ૩૯.

અર્હંતમાં શુભ ભક્તિ શ્રદ્ધાશુદ્ધિયુત સમ્યક્ત્વ છે,
ને શીલ વિષયવિરાગતા છે; જ્ઞાન બીજું કયું હવે? ૪૦.



અર્હંત-સિદ્ધાચાર્ય-અધ્યાપક-શ્રમણ—પરમેષ્ઠી જે,
પાંચેય છે આત્મા મહીં; આત્મા શરણ મારું ખરે. ૧૦૪.

સમ્યક્ત્વ, સમ્યગ્જ્ઞાન, સત્ચારિત્ર, સત્તપચરણ જે,
ચારેય છે આત્મા મહીં; આત્મા શરણ મારું ખરે. ૧૦૫.

આ જિનનિરૂપિત મોક્ષપ્રાભૃત-શાસ્ત્રને સદ્દભક્તિએ
જે પઠન-શ્રવણ કરે અને ભાવે, લહે સુખ નિત્યને. ૧૦૬.

  

# લિંગપ્રાભૃત

કરીને નમન ભગવંત શ્રી અર્હંતને, શ્રી સિદ્ધને,
ભાખીશ હું સંક્ષેપથી મુનિલિંગપ્રાભૃતશાસ્ત્રને. ૧.

હોયે ધરમથી લિંગ, ધર્મ ન લિંગમાત્રથી હોય છે;
રે! ભાવધર્મ તું જાણ, તારે લિંગથી શું કાર્ય છે? ૨.

જે [1]પાપમોહિતબુદ્ધિ, જિનવરલિંગ ધરી, [2]લિંગિત્વને
ઉપહસિત કરતો, તે [3]વિઘાતે [4]લિંગીઓના લિંગને. ૩.

જે લિંગ ધારી નૃત્ય, ગાયન, વાદ્યવાદનને કરે,
તે પાપમોહિતબુદ્ધિ છે તિર્યંચયોનિ, ન શ્રમણ છે. ૪.

જે સંગ્રહે, રક્ષે [5]બહુશ્રમપૂર્વ, ધ્યાવે [6]આર્તને,
તે પાપમોહિતબુદ્ધિ છે તિર્યંચયોનિ, ન શ્રમણ છે. ૫.

[7]દ્યૂત જે રમે, બહુમાન-ગર્વિત વાદ-કલહ સદા કરે,
લિંગીરૂપે કરતો થકો પાપી નરકગામી બને. ૬.

---

૧. પાપમોહિતબુદ્ધિ = જેની બુદ્ધિ પાપમોહિત છે એવો પુરુષ.

૨. લિંગિત્વને ઉપહસિત કરતો = લિંગીપણાનો ઉપહાસ કરે છે; લિંગીભાવની મશ્કરી કરે છે; મુનિપણાની મજાક કરે છે.

૩. વિઘાતે = ઘાત કરે છે; નષ્ટ કરે છે; હાનિ પહોંચાડે છે.

૪. લિંગીઓ = મુનિઓ; સાધુઓ; શ્રમણો.

૫. બહુશ્રમપૂર્વ = બહુ શ્રમપૂર્વક; ઘણા પ્રયત્નથી.

૬. આર્ત = આર્તધ્યાન.

૭. દ્યૂત = જુગાર.

જે [1]પાપ-ઉપહતભાવ સેવે લિંગમાં અબ્રહ્મને,
તે પાપમોહિતબુદ્ધિને પરિભ્રમણ [2]સંસૃતિકાનને. ૭.

જ્યાં લિંગરૂપે જ્ઞાનદર્શનચરણનું ધારણ નહીં,
ને ધ્યાન ધ્યાવે આર્ત, તેહ અનંતસંસારી મુનિ. ૮.

જોડે વિવાહ, કરે કૃષિ-વ્યાપાર-જીવવિઘાત જે,
લિંગીરૂપે કરતો થકો પાપી નરકગામી બને. ૯.

ચોરો-લબાડોને લડાવે, તીવ્ર પરિણામો કરે,
ચોપાટ-આદિક જે રમે, લિંગી નરકગામી બને. ૧૦.

દૃગજ્ઞાનચરણે, નિત્યકર્મે, તપનિયમસંયમ વિષે
જે વર્તતો પીડા કરે, લિંગી નરકગામી બને. ૧૧.

જે ભોજને રસગૃદ્ધિ કરતો વર્તતો કામાદિકે,
માયાવી લિંગવિનાશી તે તિર્યંચયોનિ, ન શ્રમણ છે. ૧૨.

[3]પિંડાર્થ જે દોડે અને કરી કલહ ભોજન જે કરે,
ઈર્ષ્યા કરે જે અન્યની, જિનમાર્ગનો નહિ શ્રમણ તે. ૧૩.

[4]આપુદત્તનું જ્યાં ગ્રહણ, જે [5]અસમક્ષ પરનિંદા કરે,
જિનલિંગધારક હો છતાં તે શ્રમણ ચોર સમાન છે. ૧૪.

[6]લિંગાત્મ ઈર્યાસમિતિનો ધારક છતાં કૂદે, પડે,
દોડે, ઉખાડે ભોંય, તે તિર્યંચયોનિ, ન શ્રમણ છે. ૧૫.